एकमात्रो भवेत् ह्रस्वः द्विमात्रो दीर्घ उच्यते ।
त्रिमात्रस्तु प्लुतो ज्ञेयः व्यञ्जनं चाऽर्धमात्रिकम् ।।
હ્રસ્વ સ્વરની એક માત્રા હોય, દીર્ઘ સ્વરની બે માત્રા કહેવાય અને પ્લુત સ્વર ની ત્રણ માત્રા જાણવી જ્યારે વ્યંજનની અડધી માત્રા કહેવાય.
अ = ह्रस्व स्वर,   आ = दीर्घ स्वर, आ३ = प्लुत स्वर
अ३ , इ३ , उ३ , ऋ३ , ऌ३ , ए३ , ऐ४ , ओ३ , औ४

(સામવેદમાં આનો પ્રયોગ ખૂબ જ થયેલો છે. તૈતિરીયોપનિષદમાં આ પ્રમાણે પાઠ છે. हा ३ वु ३ हा ३ वु ३ । अमृतस्य ना३ भा३ ई)
જ્યારે આપણે કોઇક્ને બૂમ પાડીએ છીએ, ત્યારે સામાન્ય રીતે એનો પ્રયોગ જોવા મળે છે.
દા.ત. રામને બોલાવવા માટે આપણે બૂમ પાડીએ ત્યારે કહીએ છીએ-
रा आ आ आ म् ( रा......म्), रमा आ आ आ ( रमा.......),
मनु उ उ उ (मनु.....), राधी इ इ इ (राधी.......)

## अवग्रह

ए/ओकारान्त शब्द + अ  = ऽ

बालको अयम् = बालकोऽयम् (એને વાંચવાનું હોય-बालकोयम्)

सो अहम् = सोऽहम् (એને વાંચવાનું હોય-सोहम्)

को अपि = कोऽपि (એને વાંચવાનું હોય-कोपि)

सुन्दरे अम्बरे = सुन्दरेऽम्बरे (એને વાંચવાનું હોય-सुन्दरेम्बरे)

मृगो अस्ति = मृगोऽस्ति (એને વાંચવાનું હોય-मृगोस्ति)

हरे अव = हरेऽव (એને વાંચવાનું હોય-હરેવ)

मोऽनुस्वारः 8.3.23

(१) रामं ખોટું લખાણ કહેવાય પણ रामम् એ સાચું લખાણ છે. આને पदान्त म् કહેવાય,

(२) रामम् वन्दे ખોટું લખાણ કહેવાય પણ रामं वन्दे એ સાચું લખાણ છે. આમાં म् પછી व् (वन्दे) વ્યંજન છે.

धर्मम् चर ખોટું લખાણ કહેવાય પણ धर्मं चर એ સાચું લખાણ છે. આમાં म् પછી च (चर) વ્યંજન છે.

(३) શબ્દમાં વચ્ચે અનુસ્વાર હોય તો,

अंकनम् = अङ्कनम् (क वर्ग+ अनुनासिक/ अनुस्वार=ङ्)

मुंचति = मुञ्चति ( च वर्ग+ अनुनासिक/ अनुस्वार= ञ् )

मुंडनम् = मुण्डनम् ( ट वर्ग+ अनुनासिक/ अनुस्वार= ण् )

नंदति = नन्दति ( त वर्ग+ अनुनासिक/ अनुस्वार= न् )

अंबरम् - अम्बरम् ( प वर्ग+ अनुनासिक/ अनुस्वार= म् )

(४) सम् + यम् = सम्यम/ सँय्यम
सम् + वत्सरः = सम्वत्सरः/ सँव्वत्सरः
सम् + लापः = सम्लापः/ सँल्लापः

रामो राजमणिः सदा विजयते रामं रमेशं भजे

रामेणाभिहता निशाचरचमूः रामाय तस्मै नमः ।

रामान्नास्ति परायणंपरतरं रामस्य दासोस्म्यहं

रामे चित्तलयस्सदा भवतु मे भो राम मामुद्धर ॥

(આમાં રામ શબ્દની બધી વિભક્તિ આવી જાય છે.)